# वडोदरामां विद्यादि विषे कविता.

रचनार

शामजी रतनशी काठिआवाडी.

વિદ્યાર્થી વર્નાક્યુલર કોલેજ વડોદરા

તે

ગાયકવાડી કેળવણીખાતાની શાળાઓની

સાહાયતાથી.

छोटालाल गवरीनाथ भट

વડોદરા મુ૦ નિ૦ નં૦ ૨ ની ના૦ આ૦ માસ્તરે

છપાવી પ્રગટ કરી

## અમદાવાદ

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રિંટીંગ અને જનરલ

એજન્સી કંપની "લીમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સન ૧૮૭૮——સંવત ૧૯૩૪

કીમત ૧ આનો.

# ॥ अर्पण पत्र कवित ॥

डाह्या दलपतराम तणा सुत दीपताछे,
नाम ललुभाइ कवेश्वरथी कहायछे;
नकी न्यातो नागरना सत्यगुण सागरना,
रुडी रीते राजनगरमां तो रहायछे.
वळी विरक्षेत्रतणी कोडीली कॉलेज तणा,
प्रोफेसर नाम थकी जेह परखायछे;
प्रेम पोथी शामजी हुं अर्पण करुंछुं आज,
जाचवा जादुनी पास वृत्ति मारी जायछे. १

---

केमके न कुलेश लेशनो उद्देश उर नहीं,
एश बहादुरी तणा गुण तो बंधायछे;
सादाई सुवस्त्रतणी स्वदेशनी दाझ घणी,
मानुं देशतणा मणी वीर विलोकायछे.
मोटा घणा खोटा जोया, तुलना जो तेनी करुं,
हैयु मारुं जोइ तमनेज हरखायछे;
प्रेम पोथी शामजी हुं अर्पण करुंछुं आज,
जाचवा जादुनीपास वृत्ति मारी जायछे. १

# वडोदरामां विद्यादि विशे कविता.

### ગરબી ૧ લી.

આવજો આવજો રે એની૦ એ રાગ.

## १ कन्याओनी प्रभु प्रत्ये प्रार्थना.

આપની આપની આપનીરે,
પ્રભુ સારી શીખામણ આપની. ટેક. ૧
ગરીબ દાસીના થએલા જે ગુના,
છેક છોટા તે છાપનીરે. પ્રભુ સારી૦ ૨
નીત નીત નીતીના કામ અમે કરીએ,
માપ તેનું મનથી માપની રે. પ્રભુ સારી૦ ૩
વસમા વેળાએ આવીને વાલમજી,
કષ્ટ હમારાં કાપની રે. પ્રભુ સારી૦ ૪
ભક્તા ભાવે હમો તુંને ભજીએ,
તોડી દે વેળા તાપની રે. પ્રભુ સારી૦ ૫
ગુણ જ્ઞાન વિદ્યા અમે ગ્રહિયે,
થોડી થોડી બુદ્ધિ થાપની રે. પ્રભુ સારી૦ ૬
ચોખા અમારા ચિત્ત ચણાએ,
ખરેખરી ખુબી ખાપની રે. પ્રભુ સારી૦ ૭
ભુલ પડી મુજમાં હું છું ભણેલી,
શાપ પ્રભુ નહી જટ શાપની રે. પ્રભુ સારી૦ ૮
ગુણ ગવરીશંકરના ગાઇએ,

જરૂર માળા લેઇ જાપની રે. પ્રભુ સારી. ૯
શાખ શામજીની આ છે સારી,
અવગુણ વેળા ઉથાપની રે. પ્રભુ સારી. ૧૦

ગરબી ૨ જી

(રાગ ઉપરનો)

લેરમાં લેરમાં લેરમાંરે,
બ્હેની લાગ્યુંછે ચીત મુજ લેરમાં. ટેક. ૧
ગુણિયલરાજા ગાયકવાડે,
શાળા સ્થાપી આ શેરમાં રે. બ્હેની. ૨
વિધવિધ પુસ્તક અમો વાંચિયે,
જાતે ખપી ઝવેરમાં રે. બ્હેની. ૩
આળસને અજ્ઞાન હતું જે,
અરપ્યુ અમે અંધેરમાં રે. બ્હેની. ૪
વાતો રૂડી રૂડી અમે વદીએ,
ધણી મળીને ઘેરમાં રે. બ્હેની. ૫
મારગ સિધો અમને મળીયો,
ફરા અમે નહીં ફેરમાં રે. બ્હેની. ૬
ગુણ ગવરીશંકરના ગાઇએ,
જ્ઞાન આપ્યુ મન મેરમાં રે બ્હેની. ૭
શીખ સારી શામજીની આછે,
પામી અમે રૂડી પેરમાં રે. બ્હેની. ૮

## ગરબી ૩ જી

રૂડી સરદ પુનેમની રાતરે સુંદર વેણુ વાગે વેણુ વાગે.

એ રાગ.

વડી સ્થાપી શાળા આ શેરરે વીરનર વીરક્ષેત્રે વીરક્ષેત્રે ટેક.

ઘણો આનંદછે ઘેર ઘેરરે, વીરનર૦
બહુ ભણવા જાએછે બાળારે વીરનર૦
રાખે ગ્રંથ ઘણા રૂપાળારે વીરનર૦
ઉર આનંદ આવે અપારરે વીરનર૦
નેહ નીપન્યોછે નીરધારરે વીરનર૦
ગુણી ગાયવાડને ગામરે વીરનર૦
ઘન ધરમીક જનનું ધામરે વીરનર૦
સારા એમાં સજ્યા સુધારારે વીરનર૦
ધાર્યા ધીરવરે શુભ ધારારે વીરનર૦
આપી વિદ્યાને સારી સાયરે વીરનર૦
કેમ ગુણ મોટા ન કળાયરે વીરનર૦
શાળા સ્થાપન સમે જ્ઞાન દીધુંરે વીરનર૦
મોટું ગવરીશંકર માન લીધુંરે વીરનર૦
શુભ આશીશ્ય શામ અમ આપારે વીરનર૦
અમ છાપ એની મુખથી છાપીરે વીરનર૦

## ગરબી ૪

રાગ ધોળ.

શામે શુભ વડોદરૂં શેર આ૦

જેની શોભા ન જણવી જાય. ગાયકવાડી ગાજતી.૧
દાના આરાજના તો દીવાનછે,
નેક જે કરે લોકનો ન્યાય. ગાયકવાડી૦ ૨
સ્વારી શોભે દશેરાની સામટી,
આવે દૂરના લોક અથાગ. ગાયકવાડી૦ ૩
ન્યાળે નેહે બહુ નરનારીયો,
ભીડ કરી જોવા માગેછે ભાગ. ગાયકવાડી૦ ૪
હાથી સાથી ધરી હેતહીંડતા,
ઘણા ઘોડાનોછે વળી ઘાટ. ગાયકવાડી૦ ૫
તોપો સોના રૂપા કેરી તગતગે,
ઠીક રચ્યોયો રસીક આ ઠાઠ. ગાયકવાડી૦ ૬
વસે સાથ વળી વાઘ વાંદરાં,
વીલોકે જન આવી વિદેશ. ગાયકવાડી૦ ૭
જાત જાત જનાવર જોડછે,
કોડ ઉપજાવે જેમના કેશ. ગાયકવાડી૦ ૮
પીળા પોપટ જે પઢે પાંજરે,
રામનામ જપે જગદીશ. ગાયકવાડી૦ ૯
મોટા મલ્લ માનીતા માનજો,
જેને ખાવા મળેછે ખુબ. ગાયકવાડી૦ ૧૦
કરે કસરત અગ આવેશથી,
ટળી ન પડે વળી કંઇ ધુબ. ગાયકવાડી૦ ૧૧
મન મોહ પમાડતી માંડવી,

જેના ઉપર મંડપ માંડ. ગાયકવાડી૦ ૧૨
વડી વરસની ગાંઠ આવે વળી,
આગે બેસા મહીં કોઈ આંડ. ગાયકવાડી૦ ૧૩
ચાલો ચાલો જઈએરે ચબુતરે,
જહાં જેરી જનોજ જણાય. ગાયકવાડી૦ ૧૪
બહુ બાગ બગીચાને બંગલા,
જહાં જોવાની જુગિત જણાય. ગાયકવાડી૦ ૧૫
પ્યાર ઉપજાવે જોઇ જોઇ પૂતળાં,
હસે જાણીએ આણીને હેત. ગાયકવાડી૦ ૧૬
એમાં અદ્ભૂત ખુબીછે ઇશની,
સહુ શોભતાં ઉભી સમેત. ગાયકવાડી૦ ૧૭
શોભા વર્ણવારે કોઈ ના શકે,
પુરી પરખ નહીં પરખાય. ગાયકવાડી૦ ૧૮
દેશો રાજ અચળ રહ્યા આ પળે,
એવી આશીશ શામ અપાય. ગાયકવાડી૦ ૧૯

---

## कन्याओने उपदेश ललित छंद.

સરવ બેનિઓ વાત આવડી, ગરવ ટાળિને સાંભળો છડી;
શુભ વિદ્યાતણી વાત લાવજો, જરૂર શાળમાં વહેલિ આવજો. ૧
પ્રથમ આળસે તો નહીં અડો, ચતુર ચાતુરિથી નકી ચડો;
ભલિ વિધે જનોનેજ ભાવજો, જરૂર શાળમાં૦ ૨

નિત નમો તમે માત તાતને, ઉર વિષે દીધો બોધ આપને;
કદિ વચ્ચે પડે કામ કાવજો, જરૂર શાળમાં૦ ૩
ઘર રહી તમે ઘાટ જે ઘડો, રમત માર્ગમાં બેનિ ના પડો;
બુદ્ધિ બિજા જનોને બતાવજો, જરૂર શાળમાં૦ ૪
કુળ કલંક તો લોક ના કહે, કુલિન કામની ચીતથી ચહે;
ચિત સિધું તમેરે ચડાવજો, જરૂર શાળમાં૦ ૫
દિન દિને વધે લાજ લોકમાં, ફુલિ નહીં જવું આજ ફોકમાં;
ફિકર ના ધરી એમ ફાવજો, જરૂર શાળમાં૦ ૬
પ્રભુતણી પુરી ભક્તિ પાળજો, બહુ બહુ દયા દિલ દાખજો;
સરળ શીખમાં તો સિધાવજો, જરૂર શાળમાં૦ ૭
ઉર વિશે દિએ બોધ ઉપરી, ધિરજ આર્ણાને ધ્યાનમાં ધરી;
ધિરજ નામતો રે ધરાવજો, જરૂર શાળમાં૦ ૮
ગવરિ ગુણરે આજ ગાઇને, તરતકૂ બુદ્ધિ ગઈ તણાઇને;
દિલ દગો સદા રે સમાવજો, જરૂર શાળમાં૦ ૯
શિખ રૂડી સદા શામજી કહે, રદયમાં રટે તે સૂખી રહે;
જય જયો પ્રભૂ રે જણાવજો, જરૂર શાળમાં૦ ૧૦

---

## कन्याओनो आपणने उपदेश.

રાતલડી કોની સંગે જાગ્યાં. એ દેશી.

કૂલણજી આજ જવું ના ફૂલી;
દેશી મારા એથી જવાનું ભૂલી. કૂલણજી૦ ટેક. ૧

જુઓ જુઓ દેશ દશા દુખદારી,
ભાઈ આ સુધારા નહી જાય બારી;
ઉરે માનો વાત ખરી આ અમારી. ફૂલણજી૦ ૨
સંચય કરો પૈસાતણો તમ સારો,
ખરે ખર્ચમાંહી કરોને ઉગારો;
ધારી ધીર બોધ બહુ બહુ ધારો. ફૂલણજી૦ ૩
વડા વડા શહેરના છો તમ વાસી,
ઉડાઉપણામાં તમ છો ઉલાસી;
ફરી તમ ખાઓછો દુખની ફાંશી. ફૂલણજી૦ ૪
વિદેશનાં વસ્ત્રો તમ બહુ વોરો,
ખરેખરો માલ વોરો તમ ખોરો;
આવ્યો આપણો અંતકાળજ ઓરો. ફૂલણજી૦ ૫
હજારો ખાલી થયા આજે હિંદુ,
અરે અજવાળાનો કયાં ગયો ઈંદુ;
સૂકાયો છે પૈસાતણો સહુ સિંધુ. ફૂલણજી૦ ૬

---

હંસે માંડ્યો છે વિલાપ પાપી માણસરે. એ રાગ.

સુણો શાણા સ્વદેશી લોક વડોદરા વાસીરે.
શીર સંકટ જોઈ શોક વડોદરા વાસીરે.
ધનવંતને નામ ધરાય વડોદરા વાસીરે.
કામ બાજનો આજ કરાય વડોદરા વાસીરે.
વડા શેરના છો વેપારી વડોદરા વાસીરે.

શીખ આ સુણજો બહુ સારી વડોદરા વાસીરે. ૩
કામ કેળવણીના કાજ વડોદરા વાસીરે.
આપો દ્રવ્ય ઘણું તમ આજ વડોદરા વાસીરે. ૪
કાઢો કારખાનાં કેરાં કાજ વડોદરા વાસીરે.
લહો લોકમાં જેથી લાજ વડોદરા વાસીરે. ૫
આપો મજુરનેરે ઉદ્યોગ વડોદરા વાસીરે.
જેથી સુખનો આવે જોગ વડોદરા વાસીરે. ૬
નાત જાતનો બહુ કરો નેમ વડોદરા વાસીરે.
કષ્ટ એક પડે પછી કેમ વડોદરા વાસીરે. ૭
થાએ હુન્નર જો કદી હાથ વડોદરા વાસીરે.
લડે કોણ પછી ભીડી બાથ વડોદરા વાસીરે. ૮
દેશ હીતેચ્છુ થઈ દીન રાત વડોદરા વાસીરે.
જરૂર યત્ન કરો તમ જાત વડોદરા વાસીરે. ૯
શીખ શામજીએ આપી સારી વડોદરા વાસીરે.
ગણો તો બહુ છે ગુણકારી વડોદરા વાસીરે. ૧૦

---

## છોકરાઓએ સ્મરણ રાખવા જોગ દુહા.

પ્રથમ નમુ જગનાથને, સદા સ્નેહની સાથ;
જેણે આ અવની રચી; હેતે ધરીને હાથ. ૧
અદભૂત રચના આપતી, જુકતી કેમ જણાય;
ગુણ સઘળા ગોવીંદના, ગણનાથી ન ગણાય. ૨

કરે રંકને રાય તે, રાય કરે પણ રંક;
અદ્ભૂત રચના એહવી, નકી છે નિશંક. ૩
નાશ કરે નર નારીનો, ઉત્પન્ન થાય અપાર;
એના ગુણના અંતનો, પામે કો ના પાર; ૪
લીલા અદ્ભૂત બટકતી, કળે કોણ કળવંત;
થડથી થાકો જાયછે, અરે ધરે કો અંત. ૫
એવા ગુણના અધિપતી, દેખાએ જે દેવ;
નેહ થકી નમીએ નકી, સાધી એની સેવ. ૬
એની પાસે યાચીએ, દિન થઈ સઘળા દાસ;
ગુના ગેબ ગોવિંદ કર, ભયનો ટળશે ભાસ. ૭
જ્ઞાન કળા વિધ વિધ વિદ્યા, બક્ષો બહાળાં આજ;
શેવક કેરાં જે થકી, સરશે સઘળાં કાજ. ૮
નિત નિત નીતી નેમ બહુ, ચાહીયે બહુ ચીત;
ઉર બુદ્ધિ શુભ આપજે, રૂદે ધરી શુભ રીત. ૯
ભક્તી તુજ કરિયે ભલી, શક્તી જોઈ શામ;
બાહાળા બોધ બતાવજે, કરિયે સારાં કામ. ૧૦

---

## બાળકોપદેશક.

### ભૂજંગી છંદ

સુણો બાળકો શીખ આ એક સારી,
ઘણા કામની માટ ના દો વીસારી;

લણો આજમાં જો તમ એક ભાવો,
ઉઠી બાળ વ્હેલા તમ શાળ આવો. ૧
ઉઠીને પ્રભુ પાસ માફીજ માગો,
પછી માત પીતા તણે પાય લાગો;
તમ નાઈ ધોઈ વળી સાફ થાઓ,
ઉઠી બાળ વ્હેલા તમ શાળ આવો. ૨
રમા કામ માટે અમો ઘેર રોજે,
હવાનું હશે તે વળી હાલ હોજે;
તમ બોલ નાદાન એવો તજાવો,
ઉઠી બાળ વ્હેલા તમ શાળ આવો. ૩
કુસંગીતણો સંગ આજે ન કીજે,
લહાવો સુસંગીતણો ભાઈ લીજે;
ભલા લોકમાં સર્વને આજ ભાવો,
ઉઠી બાળ વ્હેલા તમ શાળ આવો. ૪
હઠીલાપણું હાલતો નાહીં કીજે,
સદા શિક્ષકો બોધતો લક્ષ લીજે;
મજે મનતેરે વિદ્યારૂપ માવો,
ઉઠી બાળ વ્હેલા તમ શાળ આવો. ૫
પુરા પાઠ આજે કરો રોજ પ્રીત,
ચતુરાઈથી રાખજો એક ચિત;
કરી લાવતા પાઠ એવા કહાવો,
ઉઠી બાળ વ્હેલા તમ શાળ આવો. ૬

ભલા ભાનની સાનમાં પ્રીત રાખો,
અદેખાઇનેરે તજો ગુણ આખો;
સદા સ્નેહીમાં સ્નેહ ભાવે સુહાવો,
ઉઠી બાળ વહેલા તમે શાળ આવો.
તજો દુર્ગુણોને સજો ગુણ સારા,
અરે બોલ આ માનજોરે અમારા;
વળી વેંમમાં ચીત નાંહીં વસાવો,
ઉઠી બાળ વેલા તમે શાળ આવો. ૮
તમારા થકી આગળે લાભ મોટા,
ખરા બોલ આરે કહ્યા નહીં ખોટા;
જરૂરીપણે ભુલ હોએ જણાવો,
ઉઠી બાળ વહેલા તમે શાળ આવો. ૯
પુરી શીખ આ જો પઢો બાળ બાળા,
સદા શોભશે ગામ ગામોની શાળા;
ફરી સુખમાં શામળ રોજ ફાવો,
ઉઠી બાળ વહેલા તમે શાળ આવો. ૧૦

---

## केळवणीखाताना अधिकारीनी शाळामा पधरामणि विषे.

**ભુજંગી છંદ.**

ઉગ્યો ઉર આનંદનો અર્ક આજે,

પ્રભુ રીઝિયા કામની સીધી કાજે;
દિલ માનીએ આજમારે દીવાળી,
ભલે આવીયા ઉપરી ભાગ્યશાળી. ૧
બહુ સ્નેહથીરે ભણે બાળ બાળા,
રૂડે ગાયછે રાસડારે રૂપાળા;
ખરો જ્ઞાન આનંદનો ખેલ ખાંગી, ભલે૦ ૨
વદે વાત વિદ્યાતણી વાર વારે,
ભલા લાભની એજ છે ભાઈ ભારે;
રૂડી બોલી જેની હવેરે રસાળી, ભલે૦ ૩
ગુણો જેહના ગામ ગામેજ ગાજે,
વડાં કીર્તિનાં આજ વાજીત્ર વાજે;
દીસે દીલની આજ વૃતિ દયાળી, ભલે૦ ૪
સદા જેમણે શાળખાતાં ઉગાડ્યાં,
જરૂરે ઘણાં ફંડ જેણે જગાડ્યાં;
ગુણો પેટમાં રાખીયા શુભ ગાળો, ભલે૦ ૫
સદા શોભતા શાંત કેરે સ્વભાવે,
અતી દુઃખ સુખે દીલ નાહી આવે;
ભલી ધર્મમાં વૃતિ જેનોજ ભાળી, ભલે૦ ૬
કદા કામ ક્રોધે નહીં ચોટી કાયા,
મહા મોહની રાખી જેણે ન માયા;
અરે લોભને ક્ષોભ દીધા ઉછાળી, ભલે૦ ૭
વદે અમૃતોના રૂપે આજ વાણી,

વડી વિદ્વતા જેહની લો વખાણી;
પુરા પાંચસે આયછે પુન્યશાળી, ભલે૦ ૮
પ્રભુ કીર્તી એની સદા કાળ પાખો,
રૂદેમાં રસીલા ગુણો આજ રાખો;
તમે સાંભળી કીર્તિ આપોજ તાળી, ભલે૦ ૯
સદા શામજી સત્ય ગુણો ગણે છે,
લહાવો પ્રભુ પાસ જેથી લણે છે;
વડી વારતા આહકીરે રસાળી, ભલે૦ ૧૦

---

## कोलेजना प्रीन्सीपल विषे कावित.

ભાલ ચંદ્રતણું ભાલ, ચળકતું દીસે હાલ;
ચાતુરપણાની ચાલ, જેની શુભકારી છે;
નેત્ર નેહકારી જેનાં, લેશ ક્લેશ તો લહે ના;
દુઃખીને કદા દહેના, ધીર ક્ષમા ધારીછે;
વદેછે મધુરી વાણ, ખરી અમૃતની ખાણ;
જરૂર હું કરૂં જાણ, એવા અધિકારી છે;
હંસતણો છે હેવાલ, તૂર્ત તપાસનો તાલ;
શામજી મેં સત્ય વાણી એમનો સ્વીકારી છે. ૧
કાલેજનું નોલેજ વધારવા વડોદરામાં;
ધામ ધુમ વડા અધિકારીએ વધારી છે;
કાયદાના કાયદાતણા ન કર્યા વાયદાજ;

દવા દેશી આપનારી વારી આવનારી છે ;
મોટાં મોટાં મકાનો બંધાવા હોય જેનું મન ;
આવો રૂડા ઈજનેર તણી અસવારી છે ;
સત્ય કથે શામજી આ વાત વિદ્યાતણી વડી ;
ધારણા મેં સારો પરિણામ થવા ધારી છે. ૨

---

## गायकवाडी राज्य विशे शिखरिणी छंद.

પ્રભૂજી આવોને, પરમ પ્રિય પ્રીતિ ઉર ધરી ;
દયાથી દીપાવો, સરળ સ્થળ સ્નેહ નવ સરી ;
રહો આ રાજાજી, અચળ જશવંતા જન ભલે ;
હમારા શીયાજી, સરસ રસ પામો પળ પળે. ૧
દયા આ દેશીમાં, નિશ દિનજ દાખો ખરિ હરી ;
પ્રજાને પ્રેમેથી, પરમ ધરિ પાળે તન તરી ;
સ્વદેશાભીમાને, મરમ મહીં આજે મન મળે ;
હમારા શીયાજી, સરસ રસ પામો પળ પળે. ૨

---

## सवैया एकत्रीशा.

પ્રેમ સહિત પ્રભુ પાસે માગો ઉરથી રાખીને સહુ યાદ ;
સુખી જન જેના સદા રહીને અચળ રાજ આ રહો આબાદ ;
વારવાર શોભા વરણવીએ શોભીત સ્વારી માસ અસાડ ;
ગુણિ ગુજરાત ગણે આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૧

મોટો જેનો મહીમા કહીએ લૈએ જેના વંશે લાવ ;
અખંડ કો અવનીમાં નાહી ખરે નામ તુજ ખંડેરાવ;
દીનદીન આબાદી થાઓ ને ઝળકે જ્યાં ઝાજેરાં ઝાડ;
ગુણિ ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૨
અધિકારી ઓપે જ્યાં આગે મોટા સરટી માધવરાવ;
દીવાનથી દીન દીપે આજે દેખ્યા એવા નર દાનાવ;
કાજીશાહાબુદ્દીન ખરસેદજિ વડી રાજ્યની ઓપે વાડ;
ગુણિ ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૩
અધિક અધિક ઓપે ઉમરાવોએના જોયા આજ અપાર;
દોલતના જ્યાં ડંકા વાગે ભરિયા કુબેરી ભંડાર;
દેશ હિતેચ્છુમાં દિલ દાખો પુરો આજ મનાએ પાડ;
ગુણિ ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૪
દોલત દેશ નહી દુર જાઓ કરો ઉપાય તમે કળવાન;
જેથી સુખી થાય જનો સહુ ભુલે નહી પોતાનું ભાન;
હક પોતાના જાળવશે સહુ ખરે ખોદી પડશે નહી ખાડ;
ગુણિ ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૫
માપ માપી માણસના મનથી અદલ કરો આજે ઈનસાફ;
જેથી જગ કરતા ઝટ રીઝે દિનાનાથ કરશે દરિયાફ.
લાડ લડાવ્યે રૈયતને પ્રભુ લડાવશે તમને પણ લાડ;
ગુણી ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ ૬
દિને દિન ચડતી દેશી રાજની થોડે થોડે આજે થાય;
સંકટ જાય સમુળા જેથી સદા થામ થાજે તું થાય;

દેશતણું અભિમાન ધરે દિલ ઓપે ખોટો ના ઉપાડ;
ગુણી ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૭
રાજ પાટ છોડીને આજે બને બાયલા જેથી બહાર;
નાશ કરે તેને તું નીરમૂળ અવગુણ એવા હોય અપાર;
શુરપણાથી દેશજ શોભે ઉરથી કહીએ ના ઉજાડ.
ગુણી ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૮
ચેતા ચીત ચતુરા આજે રક્ષકરાજતણા ઝટ થાવ;
શુરાતન આવેજ શરીરે ભલા ઉપાય ધરો કરી ભાવ;
દેશીરાજ રહે આ દેશે ધારો ના બીજાની ધાડ;
ગુણી ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ. ૯
પ્રેમ સાથ આવીને આપળ આપોને પ્રભુ આશીરવાદ;
અચળ રાજ આ અવનીમાં રહો આપ્યો લેખ કરીને યાદ;
દાસ શામજી શામ કહેછે કષ્ટ લોકનાં તું ઝટ કાડ;
ગુણી ગુજરાત ગણો આ દેશે ગુણીયલ રાજા ગાયકવાડ ૧૦

---

# वडोदरामां नरसिंहजी विशे.

## હરિગીત છંદ.

કળમળ દીસે બહુ કૃષ્ણનાં અદભૂત ખૂબી ઓપતી,
નરસિંહ ધાર્યુંનામ જેના કામની ન્યારી ગતી;
વિર વૈષ્ણવો દર્શન દિશે, વિરપણું તમે વરતાવજો,
લણવા સહુ શુભ લાવ આ અવસર મહિ'જન આવજો. ૧
નરનારી કેરાં નેત્રમાં નરસિંહજી નીરખાવિયા,

વળી વળી નમે બહુ વારમાં ભાવિક જનને ભાવિયા,
ધિર વીર ધારી ધીરને ઉમંગ ઉર ઉપજાવજો,
લણવા સહુ શુભ લાવ આ અવસર મહિં જન આવજો. ૨
વિર વૈષ્ણવો નેહે નમો દુખ દેશનું એ ટાળશે,
સેવા સજો જો સામટી પ્રેમે પ્રજા સહુ પાળશે;
અતિ ધુપ ચંદન અગરબત્તી લોભ કરી નવ લાવજો,
લણવા સહુ શુભ લાવ આ અવસર મહિં જન આવજો. ૩
ધિર ધર્મનાં બહુ કર્મ કીજે મર્મ મોટો એ મળે,
ભગવાન રીઝે ભાવથી નિજ ભાવ જો એમાં ભળે;
ભણિ ગણિ તમે નરસિંહજીને ભાવનાથી ભાવજો,
લણવા સહુ શુભ લાવ આ અવસર મહિં જન આવજો. ૪

---

## रणछोडजीने माहे रास.

રૂદે રાખો ગરીબપર રહેમ રે રણછોડજિ રૂપાળા
કંઠ ચાહીયે તમને ન કેમ રે રણછોડજિ રૂપાળા
રૂડું જોયું તમારૂં રૂપ રે રણછોડજિ રૂપાળા
ધારી આશાને આણ્યો ધૂપ રે રણછોડજિ રૂપાળા
મન મોહન માહે મનાય રે રણછોડજિ રૂપાળા
ગુણ વાજિત્ર આજ ગવાય રે રણછોડજિ રૂપાળા
આવે લોક ધરી બહુ આશ રે રણછોડજિ રૂપાળા
આપો દર્શનને આભાસ રે રણછોડજિ રૂપાળા *
કાને કુંડળ મોહન મૂખ રે રણછોડજિ રૂપાળા
સહુ જનને આપો તમે સુખ રે રણછોડજિ રૂપાળા

કાપો કુબુદ્ધિ હમમાં કાંય રે રણછોડજિ રૂપાળા
મેર રાખો બહુ મનમાંય રે રણછોડજિ રૂપાળા
દિન કેરા છો મોટા દેવ રે રણછોડજિ રૂપાળા
તમે સાહ્ય કરો તતખેવ રે રણછોડજિ રૂપાળા
સુણી શામજિ સ્તૂતી સાર રે રણછોડજિ રૂપાળા
આણો ઉરથી પ્રેમ અપાર રે રણછોડજિ રૂપાળા

## समाप्ती विषे दुहा.

ચતુર ગુણનિધિ શશિ શુણો, સંવતની જે સાલ;
ફાડે કવિતા આ કરી, રીતે પોસ રસાળ. ૧

ધારો ધારી ગામ મુજ, પ્રાંત કાઠિયાવાડ;
રાજ્ય કરેછે રાજવી, ગુણીયલ ગાયકવાડ. ૨

લક્ષ્મીચંદ સુલક્ષણો, બંધુ મારો બેશ;
દાન વિદ્યા મુજને દીધું, ઉર ધરો શુભ ઉદ્દેશ. ૩

કાવ્ય ગુરૂ રણછોડ કવિ, રાજનગર રહેનાર;
મતિ ગતિથી મજરો કરૂં વિનતી વારવાર. ૪

ગરવા ગુર્જર દેશમાં, વિરક્ષેત્ર વિશ્રામ;
રીતે કવિતા આ રચ્યો, ઠીક રહી આ ઠામ. ૫



તશીની બનાવેલી નીચે ૯

શ્રી પ્રાણજીવન રામનારાયણ

ર સાહેબ પાસેથી, ધર્મજધા

,, ભાદરણ, વીગરે ગામની નિશા

સેથી, તેમજ વડોદરામાં રાવપુરામ

। મોતીલાલને ત્યાંથી રોકડી કીંમતે

| | |
|---|---|
| પ્રસ્તાવિક પ્રસંગ. | ૦–૪–। |
| | ૦–૦– |
| વિતા. | ૦–૧– |

તૈયાર થાયછે

વરીનાથ સહી